## કુદરતનો ન્યાય— (કોમીક)

### ( ભાભી અને દીયરજીનો સંવાદ )

મન મારૂં મુઝાયે રે દીયરજી કેમ કરવું ?
દિલ મારૂં ગભરાયે રે દીયરજી કેમ ,, કરવું ?
પતિ તમારો આવે ત્યારે ઘરમાં જઈ રીસાજોરે,
મુખન માગે વ્હાલી કહીને તોયે નવ મનાશોરે,
ભાભીજી એમ કરવું.
ક્યારે જાયે ને ક્યાં જાયે એ કાંઈ નવ જાણું રે,
પૂછવા જાઉં હું જો કાંઇ ડોળા એના ભાળું રે,
દીયરજી કેમ કરવું.
તાણું મારી બારણે બેસો ઘડી એક થાજો ખોટી રે,
ચંડીકાનું રૂપ ધરીને ચમકાવો પછી સોટી રે,
ભાભીજી એમ કરવું.

## કુદરતનો ન્યાય— (રાગ કવ્વાલી)

### ( આવી પ્રીતી શા કામની )

કેવી પતિની પ્રીતિ દીઠી ન હો તો જો જો !
વિષની ભરેલી પ્યાલી પીધી ન હો તો પીજો.—કેવી.
જ્યાં જ્યાં જુએ છે રૂપ ત્યાં ત્યાં આંખ જો કામી ઠરે,
એ પ્રેમના આદર્શની વાતો મુખે શાને કરે !
પતિને હું ના ગમતી હતી તો લગ્નવિધિ કાં કરી ?
અમૃતણું ફળ આપીને પાછું લીએ શાને હરી ?
પુરૂષ આવા શાને અનુભવ કરીને કે જો—કેવી.

**વેર વસુલ—** (કોમીક ગાયન)

બાઇ મારો પરણ્યો સાવ મજાકી,
મને નહીં સુખ તલભાર.
મારો સુનો દીસે સંસાર..............................બાઇ મારો
ઘાટ ઘરેણાં વસ્ત્ર રૂપાળા કહીએ કશું નવ લાવે,
મીઠાઇ મેવા મનગમતા મને, ખાંતે નહિ ખવરાવે .બાઇ મારો.
સખી સમાણી મેણાં, મારતી, સુણતાં લજ્જા આવે;
નિર્ધન ધણીની નાર કહી મને, લોકો બહુ સતાવે. બાઇ મારો.

**વેર વસુલ—** (કોમીક)

(શ્યામા, સુમંત, નગદરાય)

શ્યામા—જુદા રહીશું ખાશું પીશું મોજે મહાલીશું.
સુમંત—ઓ વ્હાલી મોજે માલીશું.
રંગે રમશું, હરશું-ફરશું અક્કડ ચાલીશું.
શ્યામા—સોલાપુરી ચેવડો, શુરતની ઘારી સાલમપાક ખાશું.
ઓ વ્હાલા રસગુલ્લાં ખાશું
સુમંત—ઓ વ્હાલી જરી ન ગભરા તું
જારના રોટલા તે મઠની દાળ પણ સંતોષે ખાશું.
શ્યામા—ઉં હું
સુમંત—એમ કે ?
પરતંત્રતાંના ભુંડા ભોજનીયાં, સુખે રૂડાં દાળ ભાત,
નગદ—જાઓ બચ્ચાજી હવે સમજશો સોળ આના વાત
જુદા રહીશું.

વેર વસુલ—

( ઉસ્તાદી ગાયન )

મોરી, અનમોલી હે માથેકી બીંદીઆં,
જયસે લગે તારોંકી હારોંમે ચંદીઆ,
ધીમે ધીમે લચકેરે મોરી કમરીઆં,
જયસે ખડે લટકેસે ગંગાકી નદીયા. મોરી.
એક દીન નયનોંસે ઘુંઘટ ઉઠાયા;
બાન દોનો નયનોને તીરછા ચલાયા,
જીસે જીસે લાગા વો પાનીના માંગા,
મેને ફીર ચુંદરીકી ડાલી કમંદીયા. મોરી.

વેર વસુલ— (ઉરદુ ગઝલ)

અફસોસ ઇશ્ક ઝાલીમ તનમન જલા રહા હય.
કયા હીજ્ર ઉસ સનમકા હમકો સતા રહા હય.
અપની કહૂં મયે ઉસસે સુનતા નહી હય કોઇ
જો કુછ હય દીલમેં અપને યારો સમા રહા હય.
ઘાયલ હુવા હું ઉસકે ઘુંઘટકી લટ પટકો
વોહ શોખ નાઝ અપને, કયા કયા દીખા રહા હય.
મરતે હય હમ તો ઉસપે, લેકીન વોહ યાર હમસે
કયા જાને ઉસ ખતા પર, મુખડા છુપા રહા હય.

વેર વસુલ— (ઉરદુ ગઝલ)

ઇશ્કકા ખંજર લગા હે, દીલપે કારી ઇન દીનો;
જખમકી સુરત હે ખું આંખોએ જારી ઇન દીનો;

બાગમેં જાતી હે કિસ ગુલકી સ્વારી ઈન દીનો;
મુ ચુરાયે પરતી હે બાગે બહારી ઇન દીનો—ઈશ્કકા
કે કસમ કુછ હો કાતીલ લેકે જાતા હુય એ દીલ
દુશ્મનભી અપના કર રહા હે દોસ્તારી ઇન દીને—ઈશ્કકા
ભોલી ભાલી શકલ પર યે દીલ તડપતા હુય સનમ
ક્યુંહી સુરત રંજીદ, હો ગઇ હે પ્યારી ઈન દીનો—ઈશ્કકા

**વેર વસુલ—**

( પીગુની જોગન )

પ્રિયતમ પ્યારાની હું જોગન બનીરે
જોગન બની હું, વિયોગન બની હું પ્રિયતમ.

( સાખી )

સંસારમાં જંજાળની ઘટમાળ ચાલી જાય છે.
નિમિત્ત તણા વ્હેપારમાં ધાર્યું ધણીનું થાય છે.
ધનમાલ ઈજ્જત આબરૂ સોંપ્યું સુકાની હાથરે.
સુકાની ભર દરીયે તજે નૌકા ડુબે મંઝ ધારરે. હું જોગન

**વેર વસુલ—** (ગાયન કોમીક)

જાઓ જાઓ રસીકવર.
જાઓ રસીકવાર.
મુજને હવે ના બોલાવશો.
—લટકાળી ન એમ છણકાશો
—એમ કે ?
—હા. જાઓ.

—મને સુરતની સાડીઓ અપાવશો ?
—આ કબુલ છે.
—મને ભોળીને પછી ન બનાવશો,
—સુંદર નારી મુકો નખરાં આપો ચુંબન દાન,
—છોડો છેડો શરમાવો કે શાણા સુમંત સુજાણ જાઓ.

**બેર વસુલ—** (કોમીક ગાયન)

છેલ સુંદર છબીલા ઓ પ્રીતમ રસીલા.
હવે મનમાની મોજો ઉડાવશું,
સમજ્યા કે ?
હા.
જઈશું મુંબઈ, કલકત્તા, કરાંચી.
ફરશું મોટરમાં ભારી ભપકાથી—છેલ સુંદર.
તને મેડમ બનાવું, મોઢે પાઉડર લગાઉં,
પાર્ટીમાં લઈ જાઉં, એક મોટર મંગાવું.
બોલે—પોં—પોં—પોં.
રોમીઓને જુલીઅટ જેવાં થઇ લવની લહજ્જત લેશું
તાજમહાલ હોટલ જેવું બીલ્ડીંગ બંધાવી—રહેશું
નસીબ ચમક્યું, ઓ માય ડીયર.
યસ.................................છેલ સુંદર.

**બેર વસુલ—**

સખી નભમાં ચમકે ચંદા, પ્રિયું વીણ કહે રહ્યું કેમ જાય ?
છો જગમાં રેલ શાંતિ, પણ અંતરમાં ઊઠતી લ્હાય.

પીડા વિરહની થતી કારમી. હૃદયે ચરરર થાય,
થાતું શું એ સમજાતું નહિ, અરરર મન મુંઝાય (૨)
ના સહેવાય.
શું કહેવાય ?
મન મુંઝાય જીવડો જાય.
અરરર અંતર કૈં કૈં થાય. સખી નણંદ.

**બેર વસુલ—** (રાગ ગઝલ)
અમર ના કોઈની કાયા, જીવનનો કંઈ ભરૂસો ના,
છતાં પણ જુલમ ઓ જનની, કંઈ આ જીંદગી માટે ?
તમે હું ને બધાએ સૌ જવું છે એક દિન નિશ્ચય,
કરો છો કહેર એ માતા, કંઈ આ જીંદગી માટે ?
હજારો શાહ મહારાજા ને મોટા મોલવી મુર્શીદ,
જવાના એક વાટે સૌ, જુલમ કંઈ જીંદગી માટે ? અમર.

**માયાના રંગ—** (રાગ કવ્વાલી)
રોજ રોજ રસીયાની વાટ જોઈ થાકી,
મારા સ્નેહના નિવાસ લાગે સૂના સૂના.
અર્ધી જુવાની વહી ચાલી મારી ખાલી,
મને વિશ્વના વિલાસ લાગે સૂના સૂના.
કોઈકને વસંત કોઈકને વર્ષા સોહામણી,
કોઈને તો શરદ કેરી રાતડી રળીઆમણી.
કેવળ અળખામણી જીંદગી આ નામની,
મારે તો બારે માસ સૂના સૂના.

•

માયાના રંગ— (ઝાંખાં જોબન રાગ કવ્વાલી)

અલી સરલ હૃદયથી કેમ પીયુ વશ થાશે,
હાવ ભાવ કે અંગરાગ વીણુ જોબન ઝાંખાં જણાશે.
કુમકુમ ભીના ભાલ મનોહર લોચન રસ ઉભરાશે,
ચંદન ચર્ચીત સુંદર અંગે પ્રિયજન ચિત હરાશે.
નયનમિલન જ્યાં થશે પરસપર રસ ભરતી છલકાશે,
સ્મીત છલકાતા મધુરા મુખડે શ્યામ સહજ બંધાશે....તારા

માયાના રંગ—(વીસમી સદીના રોગ)

વરને વહુ જોઇએ મનગમતી,
વહુને વર જોઇએ મનગમતા.
એ સ્નેહ લગ્નની અજબ લગ્નમાં,
આજ કુંવારા બહુ ફરતાં.
મન લગ્ન વિના તન લગ્ન કરે,
તે જીવનભર સળગી મરતાં
કેમ કરી બાપ દુનિયાં ચાલે,
સહુ સહુને ગમતું કરતાં........
પરણી કોઇ સ્વર્ગ વસાવે
કોઇ પરણી પસ્તાતાં...........
વીસમી સદીમાં અજબ રોગ આ,
જ્યાંને ત્યાં લાગુ પડતા...........

માયના રંગ— ( ગઝલ )

અણુજાણ્યા કોઈ રસસરવરમાં અમૃત જગ મેં દીઠાં,
કૈંક જનમની તરસી હતી મને જોતાં લાગ્યાં મીઠાં.
દીલ દેતાં તો કૈં સમજી નહિ હું ભોળી પળમાં પરવશ થઈ
પોતાની મટી પરની થઈ મેં રસિક હૃદય દઈ દીધાં.
હવે સમજી કે ભ્રમમાં મેં તો મૃગજળના મારગ લીધાં.

માયાના રંગ— (પ્રેમના પાગલ)

ભૂલે ચુકે થશો ના કોઈ નારીના દીવાના,
જીતવા જીગર તમારૂં કરશે અનેક વાના.
મારી છબી તમોને તેની છબી અમોને,
ઘાયલ ત્રીજાને કરતી ચોથાને પત્ર છાના.
ફાવ્યા નહિ દીવાના ફાવ્યા ન કોઈ શાણા,
પ્રેમે થયા જે પાગલ આખર મુકામ થાણા.

માયાના રંગ— (રાગ–ગઝલ કવ્વાલી)

જનારા જાય છે તું ક્યાં અમારાં આંસુ લેતો જા,
હૃદયના રંગ અધુરા છે પુરેપુરા તું ધોતો જા.
બળેલો કોઇના પાપે, બીજાને શીદ સળગાવે,
જીગરમાં જો બળે ભડકા જરાએ આગ જોતો જા–જનારા.
ચઢી છે સ્નેહની ભરતી, હૃદય સાગર છે તોફાની,
પ્રવાસી એકલો છે તું, અમોને સાથે લેતો જા–જનારા.

સિરાજુદ્દૌલા— (સમી સાંજના વાયદા)

વાયદા વીતાવ્યા સમી સાંજના હો સાંજના !
રાત વીતી વીતમાં;
તરસ્યાં દિનરાત અમે તારા દિદારનાં,
ભૂલ્યાં શું દિલબર એ દીલડાં દીદારનાં—
રોગી નરનાં ભલા ભરોસા કલિ કલિ પર
થાતા કુરબાન,
મતવાલા મનના મેલા,
બલીહારી વારી જઈએ તમ પર છેલા.—વાયદા

સિરાજુદ્દૌલા— (પ્રેમનો અજબ રંગ)

પૂછો કોઈ પરવાનને !
શમા પર બળી મરવાને, અધીરા થતા એ શાને ?
ન જાણે કોઈ એમાં મજા શું દીવાનાને;—
દીપકમાં જળકી રહ્યો, અજબ પ્રેમનો રંગ;
સુંદરતાના શોખમાં લાગી મરે પતંગ—

સિરાજુદ્દૌલા— (ગઝલ)

એ ગઈ છતાં એની છબી આવે નજરમાં,
આંખો ગજબ જાદુ ભરી ખુંચી જીગરમાં.—
દેખાવમાં ભોળી છતાં જાદુ ભરી એ,
રાખે હજારો તીર કાતિલ વાંકી ભમરમાં.—

ગાલો મહીં આખો ગુલેની લાલી છુપાવી,
ઉભી'તી નજાતક ભરી એ સ્રકે કમર ત્યાં.—
પરવા ન તાજે તખ્તની એ નાજે અદા પર,
વણમૂલ વેચાયા અમે માશુકના કરમાં.—

**સિરાજુદ્દઉલા—** (ગઝલ)

શું કામના મોટા સમંદર તૃષા કોઈની ના ટળે,
એથી ભલી ન્હાની નદી જ્યાં સર્વને શાંતિ મળે;
સુખીઆં ખરાં તો એજ જે દુઃખીઆં જનોનાં દુઃખ હરે,
મ્હોટાં મનાતાં તેજ જે ન્હાનાં ઉપર કરૂણા કરે.

**સિરાજુદ્દઉલા—** (કોમીક)

મારૂં વૈષ્ણવનું ઘર વટલાવ્યું આ પાપ ક્યાંથી આવ્યું,
લજવ્યું બાપદાદાનું નામ.
કાઢય ઘરમાંથી બ્હાર, નહિં તો થશું ન્યાત બ્હાર,
લોક કરશે ફીટકાર મુવા મુરખના જામ—

* * * *

કાલા મેન ઈથર દેખો, શાહીકા કરાર દેખો,
દોનોકી સાઈન દેખો, દેખો લાઈન કલીઅર.

× × × ×

લંકાની લાડી દેખો, ઘોઘાનો વર દેખો,
નકલી અકમ દેખો, વીલાયતી હજામ દેખો,
અક્કરમીનાં કામ એવાં આખરૂ લીલામઃ—

સિરાજુદ્દઉલા— (પીયુની પહેલી પ્રીત) ઓભીક
કાંટો વાગ્યો રે મારે કાળજે,
જરી જરીમાં જીવડો ઉડી જાય રે—
પહેલે આણે હું આવી સાસરે,
પહેલી પ્રીતમાં પીયુડો મારો હું થઈ રીસાયરે;
વીત્યો વસંત વાત વાતમાં
તોય અમારાં રીસામણાં રોજ વધતાં જાયરે—
ચૈતર વૈશાખ લાગે દોહ્યલા,
એક તો અમે બળ્યાં જળ્યાં એમાં વાયરા ઉના વાયરે.
બચપણ સારૂં હતું એ સાંભરે,
મૂઈ જુવાની ને સહાગ બળ્યા આ હાય આ કેમ ખમાયરે—

સિરાજુદ્દઉલા— (વર વહુની વાતો)
વર વહુના ઝગડાની વાતો હોયે સાર વિનાની,
પણ સાંભળવી ગમતી સહુને સહુએ રાખે છાની—વાતો.
વહુરાણી વરજીને મનનો મોર કહી બોલાવે,
મીઠી મેના કહી વહુને વરજી લાડ લડાવે,
મોટાને મોંઢે શું કહીએ નાનાની નાદાની—વાતો
વગર કારણે રીસાતાં ને રોતાં હસતાં હસતાં,
પાછાં તરત મનાતાં પાસે આવે ખસતાં ખસતાં,
એક બીજાનાં આંસુ લુછી કરતાં ખેંચાતાણી—
અવસર મળતાં ઘરને ખુણે છુપાઈ છાનાંમાનાં,

લયલી ને મજનુના નાટક ભજવે બની દીવાનાં,
બને બે ઘડી મસ્ત પીયાલાં બાજીરાવ મસ્તાની—

સિરાજુદ્દૌલા— (સબર કયાં સુધી કરવી)

મધરાતડી વીતી ગઈ પણ આંખડી હજી ના મળી.
નૂરેનજર થઈ આકળી દીલબર વિના બેબાકળી.—
રશ્કે કમરની રોશનીથી રોશની ઝાંખી થઈ;
એ રોશનીને શું કરૂં દીલ રોશની ના ઝળહળી.—
ક્યાં સુધી કરવી સબર દીલદારને કૈં ના કદર,
એ સબરમાં ને સબરમાં દીલદાર થઇ ગઇ દુબળી.—

સિરાજુદ્દૌલા— (ડગમગતી નૈયા)

સ્વાતંત્ર્ય તણાં સ્મરણો સ્મરણે રહી જવાનાં,
વીરતા બતાવવાના એ વહી ગયા જમાના.—
તોફાન છે ભર દરીયે ડગમગતી દેશનૈયા,
સુકાની સુખે સેવે ઘરમાં વિલાસ શૈયા;
એ દેશભક્તિ સક્તિનાં લીલામ છે થવાનાં—
શરતનું મેદાન થશે ભૂમિ આ અમારી,
વેપાર સુખે કરશે જ્યાં રાજ કર્મચારી;
અણમૂલ રત્ન દેશનાં વિદેશમાં જવાનાં—

સિરાજુદ્દૌલા— (કરણીનાં ફળ)

જેવી કરે જે કરણી તેવી તરત ફળે છે,
બદલો બુરા ભલાનો અહીંનો અહીં મળે છે.—

ઉંચે ચડે છે ત્યારે સહુને જે તુચ્છ ગણતા,
પટકાય જ્યારે નીચે ત્યારે સમજ પડે છે.—
દુઃખીયાઓને રડાવે રોતા ઉપર હસે જે,
રોનાર તેને કોઈ આખરે નહીં રહે છે.—
આપ્યા વિના ન મળશે વાવ્યા વિના ન ફળશે,
ઈન્સાફ એજ કુદરત અહીંનો અહીં કરે છે.—

**હોલતે જંગ—** (ઉરદુ ગાયન.)

કુલી બગીયાં જોબનકી માલી નહીં જીયા મોરા લલચાય,
એક દુઃખ મોહે મેરેજકા બડી મુશ્કીલ, (આઇ ડોન્ટ લાઇક
ડીયર મેરા મીલતા નહીં.............ફુલી બગીયાં
જાડેકી લંબી રાતેં કટતી નહીં,
મોરા જોબન લૂટે કોન સાજનવા,
પ્રેમી કોઇ આયે મેરે દીલકી લગી બુઝાયે ....કુલી બગીયાં

**હોલતે જંગ—** (ઉરદુ ગઝલ.)

જો ગરીબોંકે દુઃખેદીલકો દુખા દેતે હૂંય,
અર્ષે આઝમકી કસમ અર્ષ હીલા દેતે હુંય.
શાનેઇસ્લામ ગરીબોંસે હુંય હમ બાદીમ હુંય,
ખુન હમ ઉનકે પસીનેપે બહા દેતે હુંય.
ફખ્રીયા લુત્ફો ઇનાયતકે જતાનેવાલે,
અપને અહેસાનકો મીટ્ટીમેં મીલા દેતે હુંય.

માલ ક્યા ચીજ હુંય દૌલતકી હકીકત ક્યા હુંય,
હમ ગરીબોંકે લીયે સરબી કટા દેતે હુંય.
દીલ જો રખ લેતે હુંય દુનીયામેં ગરીબોંકા ખલીલ,
બાગે જન્નતમેં વો ઘર અપના બના દેતે હુંય.

દૌલતે જંગ— (ઉરદુ ગાયન.)

ગોરે ગોરે ગાલોંકી જાન કુછ જકાત દો,
ઝુંડી ચાલેં ચલકર નાશાતર કો માતદો;
પૈયાં પડું છાંડો બૈયાં મોરી ઉઈ હાય,
ક્યા કહેને જુહન હટીલી ઓ ચતરનાર;
હાથા પાઈ કરકે જાન મુજકો સતા નહીં,
અંગીયાં કે બંદ તુટે જોબન રૂકતા નહિ.
દઈયા ક્યા કરૂં મંય હાય,
લીલ્લાહ એક બોસાદો;
કુછતો હયા કરો.
અયસે નેક કામમેં અય જાન મેરા સાથદો.

દૌલતે જંગ— (ઉરદુ ગઝલ)

મેરે દીલકો દીલ ન સમઝો મેરી જાંકો જાં ન સમઝો,
કોઈ ઔર બોલતા હુંય મેરી જબા ન સમજો.
હુવા જલકે તુર ઠંડા મંય સીલગ રહીહું અબતક,
મેરી આહકાયે ધુંવા જીસે આસમાન સમઝો.

મંયને વો શરાબ પીધી જો અજલકે દીન ખીંચીશી,
વો પીર મય કદા હું ઉસે નવજવાં ન સમઝો.
અય બાગમાં યે ગુલસેન દીલ લગાના હમદમ,
યે આશકોંકા મદફન ઇસ્સે ગુલીસ્તાંન સમઝો.

**દોલતે જંગ—** (ઉરદુ ગઝલ.)

કરજેસે તંગ હય જાન મેરી દીલ હરદમ રોતા હય,
ખુલ્લા હય જેલકા દરવાજા દમ ઠંડા હોતા હય.
વારંટકા ડંડા ખાકર બંદા જેલમેં સોતા હય,
ઇસિ ફીકરમેં હરકર જાનંકો ખોતા હય.
બુરી બલા યારો યે કર્જ હય,
મરનેકી તર્જ હય બચાવ ફર્જ હય
ઇસી લીયે મેરી યે અર્જ હય,
બુરા યે મર્જ હય બચો હરઆન.
રેસકે ચકકરમેં પડકર બીગાડા હય લીવરકા મીટર;
હય બદલે મોટરકે અચ્થર
વીસ્કી હય ન સોડાવોટર.

**દોલતે જંગ** ઉરદુ ગઝલ.

કયા ગમ જો કટ રહા હય એ બાત સર હમારા,
હાં ચીર કરતો દેખે કોઈ જીગર હમારા.

બરહક હય જબકે મરના ફીર ઉસમે આજકાલ ક્યા,
હોનાહિયા જહાંસે એકદીન સફર હમારા.
ક્યા જીન્દગીકી રાહત ક્યા રંજે મરગે ગુરબત
ઈસબાભી ઘર હમારા ઉસબાભી ઘર હમારા.
ઈન્સાંકી જીન્ગીમેં કુછ કદ્રો મંઝીલત હય,
મર કર ખલીલ હોગા હર દીલમે ઘર હમારા.

**વીર પુજન:—** (રાગ ગઝલ કવ્વાલી.)

આજ્ઞા ધરે માબાપની શીરે જે બાળકો
સેવે સદા માબાપને છે ધન્ય બાળકો
માતા પીતાના ચરણમા દેવો બધા વસે
તેની સેવા કરે તે બાળકો સુખી થશે
શાણા શ્રવણ પ્રભાકરે સેવ્યા છે પિતૃઓ
માતા પીતાના દોષને કદી નહીં જુઓ

**વીર પુજન:—** બાળકોનો અફસોસ.

આ બાલ્ય વયમાં કોઇના માતા પિતા મરશો નહીં
ઓ ઇશ આવો કોપ બાલકની ઉપર કરશો નહી
માતા પિતાનો આશરો આખા જગતમાં ક્યાં મળે.?
માબાપ જાતા બાલ સૌ બેહાલ થઈને ટળવળે
માતા તમારા સ્નેહનાં બે આંસુડા સ્વીકારજો
ઓ તાત આ બે બાલકોને સ્વર્ગમાં સંભારજો.

**માલવ પતિ—** (કામીક દીલકે છાલે)

ઓ આનેવાલેરે ચખતાજા લજ્જત પાનકી;
ઓ દીલકે છાલેરે રખતાજા આદત પાનકી,
પાન કડક મલબારી લાયા કડક સુપારી ડાલી;
કડક મસાલેદાર બનાયા ખાએ કડક બંગાલી—
ઉધારકા બચપાર ન કરના પક્કે ગુરૂકા ચેલા;
શું ન કહે કોઇ ઉધારીયા વેપર કશાલા કેલા;

**માલવ પતિ—** (નવી જવાનીનું દર્દ)

જ્યારે આવે, નવીન જુવાની દુનિયા નવીન જણાય,
મનના ભાવો, પલ પલ પલટે શાથી નવ સમજાય.
જ્યાં નવયાૈવન ઉભરાય ત્યાં દર્દ નવીન ઉભું થાય,
જગતમાં જેનો નથી ઉપાય—જ્યારે.
કોઇ અજબ વીણાના ગાને, કોઇ મધુર મૂર્તિના તાને
કોઇ અભીષ્ટ મીટના ધ્યાને
તીરછાં નયન કૈં ઢળે, હૃદય ટળવળે, કે નનડે,
તણુખ તણુખ થાય, અલી એ કેમ સહ્યું રહેવાય—

**માલવ પતિ—**

આંખે અરધી ઉંઘ અર્ધ જાગ્યાં સ્વપ્નાં જુવે સ્નેહનાં;
થઇ અરધાં નિર્લજ્જ લાજ અરધી અમૃત પીયે પ્રેમનાં;
પીવાયે રસ અર્ધ અર્ધ ઢળતો અરધી ઢળે આંખડી,
વીતે અરધી વાત તોય રહીયે વીતીજ અર્ધી ઘડી !

## માલવ પતિ—

હૃદયના શુદ્ધ પ્રેમીને નીગમનાં જ્ઞાન ઓછાં છે;
ન પરવા માનની તોયે બધાં સનમાન ઓછાં છે.
તરી જાવું બહુ સ્હેલું છે મુસ્કીલ ડુબવું જેમાં
એ નિર્મળ રસ સરિતાથી ગંગા સ્નાન ઓછાં છે.
પ્રણય કલહે વહે આંસુ ચુમે ચાંપી હૃદય સ્વામીન,
અરે એ એક પળ માટે જીવનનાં દાન ઓછાં છે.

## કુદરતનો ન્યાય—

પુત્રનું ભાવિ બગાડે આમ માતા લાડમાં;
ગર્વઘેલી પાડતી સંસ્કાર કુડા તોરમાં—પુત્ર૦
જે બી વવાયું આજ તે કાળે કરી ફણગો થશે,
મોટું થતું એ છોડ રૂપે વૃક્ષ અંતે થઇ જશે;
જો ઝેરથી સીંચી રહ્યા તો મિષ્ટ ફળ કયાંથી મળે ?
ફાટી ગયું દુધ મૂળમાં તો મિષ્ટતા કયાંથી જડે ?
સૂત્ર આ જાણે નહિ પસ્તાય પુરી અંતમાં—પુત્ર૦

## કુદરતનો ન્યાય—

માતા પિતાના સ્નેહ શું બીજું નહિ કો સ્થાન છે,
એના સમું દુનિયામહીં બીજું ન કો સુકાન છે.
સંસારના આ તાપમાં શીળી મળી એક છાંય છે,
સંતપ્ત પણ આ સૂર્યની તીખી નહિ ત્યાં લાહ્ય છે.

ઊનાં ખરે જ્યાં આંસુઓ, લ્હોનાર બીજા કો નથી,
મીઠી મધુરી દ્રષ્ટિથી જોનાર બીજા કો નથી!
સંતાનના અપરાધને યે લક્ષમાં લેતાં નથી!
હા! ધન્ય! એવા પ્રેમની તોલે બીજું કોઇ નથી.

કુદરતનો ન્યાય—

વીણો વિણોને ફુલડાનાં ફાલ
ફોરે એવાં હૈયાં સખી!
ગુંથો ગુંથોને ફુલડાની માળ
ગુંથો એવાં હૈયાં સખી!
સરખી સાહેલી કોઇ વીણવા ન આવે,
વીણું હું વનને એકેલી રે;
વીણું અલબેલી હું ફુલફુલની વેલીને
વીણું ને થાઉં ઘેલી ઘેલી—વીણો૦
આઘે આઘે છે મઢુલી જોગીની મારા,
પાસે છે ફુલડાંની વાડીરે;
સાધીશું જોગ સ્નેહગંગાને કાંઠડે.
વીણીશું ફુલ દા'ડી દા'ડી—વીણો૦

કુદરતનો ન્યાય—

બાવો બની હું અલખ જગાવું જમનાજીમાં ન્હાવું,
એ કરશું ત્યાં ધંધો.
ભસ્મ લગાવી ટીલાં કરીને ભીક્ષા હું તો માગું રે—એ.

ભાવિક જો કોઈ ભકિત ભાવે પાસે આવી બેસે,
ખૂણુ ખણુ ખણુ થતી સોના મ્હોરા ઢગલે આપી દેશે,
તો શું કરશો ત્યાં ધંધો ?
પૈસાથી અમે અળગા રહીએ એવું મુખથી કહીશું,
હા, ના હા, ના કહેતાં મુખથી લઈને પટારો ભરશું,
એ કરશું ત્યાં ધંધો.
લટકાં મટકાં કરતી આવે, ચતુરાણી જો નારી,
ઝાંઝરને ઝણકારે તમને, કરશે ઇશારા ભારી,
તો શું કરશો ત્યાં ધંધો ?
આંખો મીચી ધ્યાન ધરી, રૂષિરાજ અમે તો થઈશું,
રંભા સમ સુંદરીના નૃત્યે, નયનો નચાવી દઈશું,
એ કરશું ત્યાં ધંધો.

વેર વસુલ—

સખી સાને અધીરી બની આવી ?
રીઝવશે રસથી પ્રીતમજી પ્રીતે બાહુ તાણી.
પછી ધીરી અધીરી પડને શાણી. —રીઝવશે.
સખીયો બની સહુ એક મુજને આમ નહિ મુંઝાવશો
અણુજાણી પ્રીતમ પ્રેમથી, છોડો નહિ ચીઢાવશો.
જાણી અજાણી મુખથી કહી ના અમથી કૈં ફાવી જશો
ચાળા તજી સાચું કહો મનમાં છુપાઈ શું હશો.
સખી શાને.

**માયાના રંગ—** કોમીક (પ્રેમનાં તોફાન)

ઘેલી ઘેલી ફરૂં છું એના ધ્યાનમાં,
મારો સ્નેહી મરે છે તોયે માનમાં.
ઉરસાગરના મોંઘેરા મોતી,
માગણુ થીને વાટ એની જોતી
નહીં સમજુ છું ભાન કે બે ભાનમાં.....મારો.
હું તો જાણું એ હૈયાના હાર છે,
મારા પ્યારની ન એને દરકાર છે.
માર્ગ ભૂલી હું પ્રેમના તોફાનમાં.... મારો.

**માયાના રંગ—** (જોબનની મસ્તી)

જ્યારે જોબનની મસ્તીમાં આવે બાલા,
ત્યારે નણદલના વીર લાગે વ્હાલા વ્હાલા.
ઘેન નયને ભરાય, ચીત્ત ચંચળ જણાય,
જપે રસીયાના નામતણી રમણી માલા.
નિર્બળ મનની વ્યર્થ બીમારીએ વાતો નથી સારી કુમારી,
નિર્મળ મનને કરે વિકારી છોડો કુમારી વિચારો એ હાલા.
મદનશરના પ્રહાર, અંગે થાશે આપાર;
ભાવ હૈયામાં જાગશે કો છાના છાના.

**માયાના રંગ—** (સ્નેહ વિનાનો સંસાર)

જળ સુકાયા પછી સરવર શાનાં, સ્નેહ જતાં સંસાર નકામા
શુદ્ધ સ્નેહની આ દુનિયામાં કદર કરે શું મનુષ્ય દિવાના જગ
અમર સ્નેહના માર્ગ મધુરા, સમજી શકે નહી સ્નેહી અધુર

કષ્ટ સહે જે સ્નેહી પુરા, તેજ વસે એ સ્વર્ગ સદનમાં
દાવાનળ દીલડે ઉડયા, રગ રગ લાગી લાય,
તન સળગ્યાં, મન ના બળ્યાં કરવો શો ઉપાય.

**માયાના રંગ—** (રીસામણું મનામણું)

રીસામણું મનામણુંના કેટલા છે ભાગ
મને નાના નાવલીયા સમજાવ.
નાનકડી નાર તું છે પુરી પહોંચેલ,
મને નાનોં જાણી ન બનાવ.
નાનીશી નાર હું તો કશું એ ન સમજું,
મને શીખવા જેવું કૈં શીખાવ.
હાથ કોમળ મુજ કંઠે લગાવ,
મને હૈયાને હીંચકે હીંચાવ.
નહીં એવું બોલીને શરમાવ,
હું છું એકલડી કૈંક તો લજાવ.
તું છે એકલડીને હું છું એકલડો,
બન્નેની બેલડી બનાવ.

**માયાના રંગ—** (કોમીક)

પ્રેમ તણી પોથી મહીં થયો રજીસ્ટર પ્યાર,
નરમ ગરમ બનતા રહો,સુખી રહો સંસાર.
વહેમ જતાં સુધર્યો સંસાર, હનીમુન કરીએ જઈ ગીરનાર,
બે ઘોડા બે ગાડી તૈયાર, એકંદર નંબર છે ચાર.
પ્રેમ તમારો રહે તાલ, રક્ષા કરજો ખેતર પાળ,

ડ્રાઈવર મજાનો જોઇ મેલ આ દિવાની થઈ.
તો નાનકડા ગાર્ડને આં એક્સપ્રેસ મોહી,
મેદાન થયું સાફ આ ચારે બલાઓ ગઈ,
આશાર ખાના સાથ અમે રહીશું સુખે અહીં.

**માલવ પતિ. રાગ–ગઝલ–કવ્વાલી**

સરવર પાસે પણ પ્યાસે નથી;
તૃપ્તિ રસ તરસ્યાંને ન કદી થાતી જાતી;
વીણ દુ:ખ અમે દુ:ખીઆરાં, છે પાસ છતાં–પણ ન્યારાં,
બહુ સુખથી એ દુ:ખીઆરાં, શિર જોર છતાંય બીચારાં,
આંખલડી થાતી રાહ જોઈ રાતી,
એ વાંક વિરહનો વાર ન કહેવાતી—
અધીરતા આ અરે શાને! નિરંતર એક અંતર છે;
ઘણાં ચુમનો મધુકરને, સુમનને એક મધુકર છે,
સાગરની પ્યાસ ન પ્યાલે બુઝાતી;
રસનાં તો ચટકાંમાંજ મજા માતી:—

**માલવ પતિ. (ગયન)**

સાંભળ બ્હેની, છાની કહું એક વાત કહેતાં શીદ મુંઝાતી!
અરધી ઉંઘે આજની વીતી રાત જોને આંખડી રાતી!
ચાંદલીયો જોઈ ચેટક જાગ્યું, વાયુની લ્હેરમાં કંઇ નવું લાગ્યું;
કુસુમ શૈયા જાણે ડંખવા લાગી, ઉરજાગ્યો ઉત્પાત, જોને ધડકે છાતી
ઘેન ભરી આંખે કુંજમાં ગઈ ત્યાં કોઈક મળ્યું એકાએક;
પાસે બોલાવી, હૈયે દબાવી, કૈં કૈં કીધું મનહરી લીધું,

આંખ ઉગાડીને જોઉં પછી ત્યાં જોયું થયું પ્રભાત
વાતો એ ન ભુલાતી.

**માલવ પતિ.** (રસના સાગર) ગઝલ-કવાલી.

સ્નેહ વિના સંસાર, સુનો છે સ્નેહ વિના સંસાર,
સુના જેમ સુવાસ વિણ ફુલહાર............સુનો છે.
ચંદ્ર ઉજાસે, પ્રિયતમ સાથે. રમ્યાં નહીં રસભાર રજનીનાથે,
તે જોડાંના જીવતર માથે ભવનો નિષ્ફળ ભાર,
ઝુલ્યા વીણ પ્રિયતમના કરમા ડુબ્યા વિણ રસના સાગરમા:
ઉઘડયા વીણ અંતરની કળીઓ ક્યાં સુરભી મગનાર.

**માલવ પતિ** રાગ ગઝલ કવાલી

એક સરખા દિવસ સુંખના કોઇના જાતા નથી;
એથીસુ શાણા સાહ્યબીથી લેશ ફુલાતા નથી:—
ભાગ્ય રૂઠે કે રીઝે એની તમા તેને નથી;
એજ શુરા જે મુશીબત જોઇ મુંઝાતા નથી:—
ખીલે તે કરમાય છે, સરજાય તે લોપાય;
જે ચડે તે તે પડે એ નીયમ પલટાયા નથી:—

# ⟿ સમાપ્ત ⟾

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

**બુકસેલર મણીલાલ ભાઈશંકર વ્યાસ** (સુરતવાલા)

સ્ટેશન રોડ, વીનસ સીનેમા પાસે. **સુરત.**

છાપનાર—**મણીલાલ ભગવાનદાસ**

શ્રી "મહેશ્વર" પ્રીન્ટીંગ પ્રેસ, બેગમપુરી ભાગળ—સુરત.